ાપીઠ ગ્રંથાલય
ાવાદ
રાઈટ-સંગ્રહ
૧૧

# ·તાવના

ી પ્રસ્તાવના શી ? પણ પહેલી
આપવી એ વયોવૃદ્ધ તથા જ્ઞાન-
એ અનુભવીનું કામ, અરજ
કામ. હું આ નાનકડી પોથી
ાળી ધરતાં યાચું છું કે કોઈ
આત્મિક અને નમુનેદાર થા.

તથા સામાજિક ઉપયોગી
માન સમયની જરૂરિઆત
પ્રયત્ન કર્યો છે. કેટલાંક
પૂર્ણ નહિ ચર્ચતાં અતિ
હ

યોજન શું ? ફક્ત સમાજ-
દરેક વીરનર યાહોમ કરી
પા નાનકડી પોથી પ્રગટ

તથા ભાષાદોષ જોઈ
ગ્રહી ઉપકૃત કરશો.
ભવિષ્યમાં સમાજ-
માજને જેમતેમ
ભુલો તપાસી
અ પત્રિકા

પ્રસિદ્ધ કરી નથી, પણ સુધારવા, ઉંચ સ્થિતિ પ્રાપ્ત કરાવવા પ્રસિદ્ધ કરી છે.

પુસ્તિકા પ્રસિદ્ધ કરવામાં જે સદ્‌ગૃહસ્થોએ મદદ કરી છે તેઓનો આભાર માનતાં તેમનાં મુબારક નામો જાહેર કરી ઋણ-મુક્ત થાઉં છું: મિ. મુસાભાઈ શીવાભાઈ, મિ. ધુળાભાઈ મોરારભાઈ, ડો. માધવલાલ વ્હાલજીભાઈ, મિ. માનજી પીતરભાઈ. પુસ્તિકામાં યોગ્ય સુધારોવધારો કરવા બદલ તથા મને કેટલીક કીમતી મદદ પ્રેસના મહે. સુપરિન્ટેન્ડન્ટ રેવ. આર. એસ. ડીકી સાહેબે કરી છે તે બદલ હું તેઓશ્રીનો મોકળા મને ઉપકાર માનું છું. પ્રભુ આ સેવા સફળ કરો. આમેન.

ઓગસ્ટ, ૧૯૩૦<br>
મુ. ભરથરી<br>
(પો. ઠાસરા, જી. ખેડા)

સેવક,

ધનજી કે. ખાનકર

# વિષયાનુક્રમણિકા

પુષ્પ ૧લું

## હિન્દ ક્યારે ખ્રીસ્તી થશે?

દંતકથાઓ તથા ઇતિહાસ પરથી સાબીત થાય છે કે ઈ. સ.ના પ્રારંભથીજ ધર્મશીલ હિન્દમાં સુવાર્તાના પ્રચાર માટે પ્રયાસો થતા આવેલા છે. ઘણા પરદેશી મનુષ્યોએ અહીં આવી ઘણી અડચણો તથા તકલીફો વેઠી ખ્રીસ્તને પ્રગટ કર્યો હતો. છતાં હજી સુધી ખ્રીસ્તી ધર્મ હિન્દમાં નહિ જેવો કેમ માલમ પડે છે? હિન્દની વસ્તીનો જુજ—નહિ જેવો—ભાગ અને તે પણ અણસુધરેલા લોકોએ સુવાર્તાનો સંદેશો સ્વીકાર્યો, પણ તેય ઉપર ઉપરથી. હજી ખ્રીસ્તનું ખરૂં—સત્ય—સ્વરૂપ તો તેઓ ભાગ્યેજ સંપાદન કરી શક્યા હશે. ખ્રીસ્ત સત્ય હોવા છતાંએ ધાર્મિક દૃષ્ટિએ પ્રખ્યાત હિન્દ દેશમાં બે હજાર વર્ષના પ્રયત્નને આખરે કેમ આવું પરિણામ? ત્યારે અખિલ હિન્દ ક્યારે ખ્રીસ્તી થશે?

જગતનાં વાનાંઓથી અલગ, લંગોટી તથા ભભૂતવિભૂષિત સાધુ કે બાવાને જોતાંજ ભભકાદાર વસ્ત્રોથી પરિધાન થએલો તથા ભિખારી, નિર્ધન તથા તવંગર, નમ્ર તથા ઉદ્ધત, સર્વ કોઈ પેલા સાધુને સાષ્ટાંગ દંડવત પ્રણામ કરે, તેની સેવાચાકરી કરે, તેના મોંમાંથી નીકળતો બોલ ઉપાડી લે; એ હિન્દીનું આદિએથી લક્ષણ છે. એવા બાવા—સાધુ ગણાતાની વાત ધ્યાનથી સાંભળે અને પાળે છે. તેઓને ધર્મગુરૂ, બાપ જેવા ગણી કોઈ કોઈ તો તેમનીજ પૂજા કરી પગ ધોઇ પી જાય છે. તેમના કહેવાથી હજારો રૂપીઆનું પાણી કરે છે. એ સર્વ જાણીતી બાબતો છે.

ઉપરોક્ત હિન્દુ સાધુઓના કહેવામાં, તેમના ધર્મમાં કેટલું સત્ય છે એ આપણે જાણીએ છીએ. છતાં તેમનું માને અને પાલણપોષણ કરે, આ ગામથી પેલા ગામ તેમનો બોજો માથે મૂકી આવે. છતાંએ સાધુ પાસેથી તો એક પાઇ સરખીયે પણ ન લે; અરે! લેવાનો વિચારજ કેમ આવે. એની પાસેથી કંઈ પણ લે તો પાપ લાગે, એ દૃઢ માન્યતા. હરકોઇ ધર્મના સાધુ પ્રતિ તો હિન્દીનું એ પ્રકારનુંજ વર્તન રહે છે.

બીજી તરફ દૃષ્ટિ ફેંકો. ખ્રીસ્તી ઉપદેશકોનું પોષણ ન કરે, તેમને રહેવા માટે મકાન ન આપે (ભાડું લે તોજ આપે), તેમની પ્રતિ ધિક્કારયુક્ત દૃષ્ટિ ફેંકે, છતાં ઘણી બાબતોમાં તેમની મદદ ઇચ્છે અને તેમની વાત સાંભળવા પણ જલદી ન આવે. કારણ શું?

કારણ કે હિન્દીઓ ખ્રીસ્તી ઉપદેશકોને 'નોકરીયાટ, પૈસા લઇને વૈતરૂં કરનાર, પેટ માટે સુવાર્તિક કામ કરનાર' તરીકે ઓળખે છે. જ્યારે ઉપદેશકોને સાધુ, બાવા કે ધર્મપ્રચારક તરીકે ઓળખશે ત્યારેજ તેમની વાત ધ્યાનથી સાંભળશે અને સ્વીકારશે. એમ કેમ?

કારણ કે 'હિન્દ સ્વામીને એવા રૂપમાં જોવા માગે છે, કે જ્યારે લોંકડાંને રહેવાને કોતર હોય, પક્ષીઓને માળા હોય, પણ તેને આ અખિલ આલમનું સર્વસ્વ હોવા છતાંયે, ને આખા નભોમંડળનો એકલોજ ધણી હોવા છતાંયે, જેને માથું સરખુંયે ટેકવવાનું ઠામ ના હોય. મતલબ કે બધું હોવા છતાંયે પાસે લાકડી ને તુમડી સિવાય કશું હોય નહિ. એવા જાણીજોઈને બનેલા દિગમ્બરનાં દર્શન કરવાને હિન્દને બહુ ગમે છે.' ("હર્ષનાદ"માંથી).

ખ્રીસ્ત તો અખિલ આલમ માટે સર્વોત્તમ શુદ્ધતાનો તથા સત્ય સ્વનકારનો આદર્શ છે. છતાં તેના અનુયાયીઓ માટે તે સંબંધી સંદેહ રહે છે. ખ્રીસ્તની સુવાર્તા પ્રચારવા હાલ શ્રી

સાધુ સુંદરસીંગ જેવા નરાત્માની જરૂર હિન્દને હવે જણાય છે. દસ સંસારી ઉપદેશકો કરતાં એક દુનિયાઈ વહેવારથી અલગ પણ જનસમાજ મધ્યે રહેનાર મનુષ્ય વધારે સુવાર્તિક કાર્ય કરી શકશે. હાલમાં આપણા જેવા સેંકડો ઉપદેશકો હિન્દમાં છે; છતાં કંઈ ઇચ્છીત ફળ પ્રાપ્ત થયું નથી. પણ જો પાપવાસનાને હોમી જીવનને નિર્મળ, સેવામય અને ત્યાગમય બનાવનાર સોજ ઉપદેશકો હોય તો હિન્દને ખ્રીસ્ત પાસે આવતાં બહુ વાર નહિ લાગે.

'સોનું કે રૂપું કે તાંબુ તમારા કમરબંધમાં ન રાખો. મુસાફરીને સારૂ જોળું, અથવા બે અંગરખા, અથવા જોડા, અથવા લાકડી પણ ન લો,' એ વચન મુજબ ફક્ત આપણી કેડ ઉપર એક માત્ર લંગોટીજ રહેલી હશે તોજ હિન્દ આપણો તથા સુવાર્તાનો અંગીકાર કરશે. હાલમાં જે પ્રથાથી કામ કરીએ છીએ તે પ્રથાથી કદી હિન્દ ખ્રીસ્તને ઓળખશે નહિ. કદાપિ કેટલાક ખ્રીસ્તી નામધારી થશે, પણ સત્ય ખ્રીસ્તથી તેઓ દૂર ને દૂરજ જશે.

હાલમાં અમુક વાડામાંજ કામ કરવાની રીતિ ચાલુ રાખી છે. પણ ગામની ભાગોળે, પનીહારીઓના પંથે, ઢેડની સાળે, વિધર્મીઓને દેવમંદિરે, કણબીની ગમાણે, લુહારની કોડે, ભંગીચમારના ફળીએ, બ્રાહ્મણના ઘરે અને ધનાઢ્યના મહેલે; મતલબ કે સર્વ ઠેકાણે સઘળી કોમોમાં સુવાર્તાની વધામણી એક રીતે સતત પ્રયત્ને હજારો કષ્ટ સહન કરીને પ્રગટ કરીશું, તોજ હિન્દ ખ્રીસ્તને સ્વીકારશે.

ખ્રીસ્તી ઉપદેશક એટલે હિન્દનો સેવક, સુધારક અને શિક્ષક. અધમ હિન્દીઓનો આધાર અને તવંગરનો માર્ગદર્શક છતાં માત્ર એક યોગી. એવા ખ્રીસ્તી ઉપદેશકો હિન્દને ખ્રીસ્ત શરણે લાવશે.

'દેવની તથા દ્રવ્યની સેવા તમારાથી કરાય નહિ......માટે અમે શું ખાઇએ, અથવા શું પીએ અથવા શું પહેરીએ એમ કહેતાં ચિંતા ન કરો. કારણ કે એ સઘળાં વાનાં વિદેશીઓ શોધે છે.' એવા નિઃસ્વાર્થી તથા સેવાભાવી ધાર્મિક ઉપદેશકો હિન્દને જીતી શકશે.

શ્રી સાધુ સુંદરસીંગનાં દર્શન કરવા કેટલાં મનુષ્ય તલસે છે! તેમનો બોધ કેવી અજાયબ રીતે ગ્રહણ કરે છે! અને કેટલા બધા પૂજ્યભાવથી તેમની સેવાચાકરી કરવા આપણે તલસીએ છીએ!! બીજા દેશો માફક હિન્દ તત્ત્વજ્ઞાન કે લોજીક પર ફીદા નહિ થાય, પણ ધાર્મિક મનુષ્યોને અગ્રસ્થાન આપી તેમને પૂજ્ય ગણશે—સ્વીકાર કરશે. હિન્દને ખ્રીસ્તી કરવા તત્ત્વજ્ઞાની કે કોઇ પરદેશી બાહોશ માણસની જરૂર કદાપિ ન હોય; પણ હિન્દી સાધુશીલ માણસની જરૂર છે. ત્યારેજ હિન્દ ખ્રીસ્તી થશે.

## એ માટે સમાજસેવકો શું કરી શકે?

સમાજસેવકો ખ્રીસ્તીઓની સત્ય પરિસ્થિતિનું ભાન કરાવી જાગૃત કરે, તેમની આર્થિક સ્થિતિ સુધારવા પ્રયત્નો આદરે, કેળવવા તનતોડ પ્રયાસો કરે; સામાજિક, નૈતિક ને રાજકિય બાબતોમાં તેઓ સુધારાની ટોચે ખ્રીસ્તીઓને પહોંચેલા નિહાળવાને આતુર રહે, એ ઇચ્છનીય હોઈ આવશ્યક છે. વળી તેઓ વિધ વિધ પ્રયત્નોથી સમાજને પોષવા આત્મભોગ આપે છે, તે સાથે સગવડ સાચવી સત્ય તથા શૂરા ઉપદેશકો કે જેઓ ખ્રીસ્તના શિષ્યોની માફક નિરંતર સુવાર્તિક સેવામાંજ પોતાનું સર્વસ્વ હોમવાને તૈયાર હોય, હિન્દની ધાર્મિક પરિસ્થિતિથી સંપૂર્ણ જાણકાર હોય, હિન્દના મુખ્ય ધર્મોનો બારિક અભ્યાસ કરી તેનું સત્ય સ્વરૂપ સમજનાર હોય, હિન્દમાં ધર્મનો ઉપદેશ કરનાર—બાવા, સાધુ કે લંગોટીયો ફકીર—થવા જે લાયક હોઈને હિન્દ સમક્ષ પશ્ચિમના

ખ્રીસ્તને પ્રગટ કરવાનું મુકી દઇ પૂર્વના ખ્રીસ્તને તેના સત્ય સ્વરૂપમાં બતાવવાને તૈયાર હોય—એવા નરવીરને ખુણેખોચરેથી પણ ઢુંઢી કાઢી સુવાર્તિક કાર્ય કરવાને મોકલે એ કંઇ સમાજસેવકો માટે મુશ્કેલ કે અયોગ્ય ન લેખાય. એવા ઉત્તમોત્તમ તથા આદર્શ સાધુશીલ જનો મારફતે હિન્દને ખ્રીસ્ત પાસે આવતાં બહુ વાર નહિ લાગે.

મારી માન્યતા મુજબ બીજાં સમાજોદ્ધારનાં કાર્યો કરતાંયે આ કાર્ય વિશેષ મહત્ત્વનું છે. ખ્રીસ્ત સમાજસેવકો મારફતે કેમ જાણ્યું આ કાર્ય કરાવવા ઇચ્છતો નહિ હોય? જે કાર્ય ઘણી મિશન સંસ્થાઓ, મિશનેરીઓ અને ઉપદેશકો ન કરી શકે એ કાર્ય જ્યારે સમાજસેવકો કરી બતાવે ત્યારેજ તેમની મહત્ત્વતા દેખાય; ત્યારેજ તેઓ પોતાનું ગૌરવ જાળવી શકે, યોગ્ય સ્થાન સંપાદન કરી શકે, અને ખ્રીસ્ત તરફથી પુષ્પની વૃષ્ટિ તેઓ માટે સંભવિત હોય.

પ્રિય પાઠક! આ કાર્ય કોનું? બાળ, યુવાન અને વૃદ્ધનું. તમારૂં અને મારૂં. હું અને તમે એ સમાજસેવકો.

## પુષ્પ ૨ જું

# પૂર્વને શુભ સંદેશડો (अ)

મનુષ્યનાં આદિ માતપિતા આદમ હવાને કેમ પૂર્વમાં સૃજાવ્યાં? પૂર્વમાંથી કેમ જગન્નિયંતાએ પસંદિત કોમ સંપાદન કરી? ખ્રીસ્તને કેમ પૂર્વમાં અવતારધારી કર્યો? ખ્રીસ્તના જન્મનો શુભ સંદેશડો કેમ પ્રથમ પૂર્વના પ્રજ્ઞ પુરુષોને સુણાવ્યો? પૂર્વના મનુષ્યોને કેમ કુદરતી આબોહવા વિશેષ અનુકૂળ મૂકી? અર્થાત પૌર્વાત્યો થોડા કષ્ટથી વિશેષ સુખશાંતિ સંપાદન કરી શકે;

જ્યારે પશ્ચિમનિવાસીઓ ઘણાજ કષ્ટથી થોડીક તકલીફો દૂર કરી શકે છે. એમ કેમ?

ઉપરોક્ત પ્રશ્નો નિગૂઢ હોઇ મનનીય છે. એમ કહી શકાય કે પૂર્વ પર દેવની પ્રીતિનો પક્ષપાત છે. ત્યારે શું તે પશ્ચિમને ચાહતો નથી? ના, ના. એમ બનવું અસંભવિત છે; છતાં તેણે પૂર્વની છુટનો પશ્ચિમને લ્હાવો આપ્યો છે. પૂર્વને આપેલી છુટથી તે મદમાં તણાઈ ગયું, જેથી દેવને પશ્ચિમ શોધવું પડ્યું. પાઉલ કેમ પશ્ચિમમાં સુવાર્તા લઈ ગયો? તેનાં બેજ કારણો છે. પૂર્વની બેદરકારી ને દૈવી સંદર્શન. આ બનાવ કેમ જાણ્યું ભવિષ્યની પૂર્વની પડતી ધ્યાનમાં લઈ પશ્ચિમ પૂર્વને સહાય કરવાને તૈયાર થાય એવા શુભ ઉદ્દેશથી નહિ હોય? આ સંકેતમાં પણ પૂર્વ તરફ દેવની ફકત પ્રીતિની સરિતાજ વહેલી છે.

હાલ પૂર્વ અજ્ઞાનતા, વ્હેમ, જ્ઞાતિભેદ, અને નિર્ધનતાથી કેમ જકડાયું છે? હું કહું છું કે તે દેવ તરફથી પૂર્વની બેદરકારીની શિક્ષા છે. સુલેમાન કહે છે, કે 'જે પોતાની સોટી પાછી રાખે છે, તે પોતાના દીકરાનો વેરી છે; પણ તેના પર પ્રીતિ કરનાર તેને વેળાસર શિક્ષા કરે છે,' તો શું આ શિક્ષામાં પણ દૈવી પ્રીતિનું ઝરણુ પૂર્વ પ્રતિ નથી? શિક્ષાનો હેતુ સુધારવું—ઉંચ પદે લાવવું. તો હવે પૂર્વને સુધરવું જોઇએ એ નક્કીજ. એ દૈવી આકાંક્ષા તથા મનોરથ છે. ત્યારે પૂર્વ કેવી રીતે ઉંચ સ્થિતિએ પહોંચી શકે?

યૂરોપમાં સુવાર્તા પ્રગટ થઈ ત્યારે તે પણ પૂર્વની માફક બેદરકાર રહેવા લાગ્યું. ત્યારે દેવે અમેરિકાને પોતાના સાહિત્ય તરીકે વાપર્યું. જો કદાપિ હવે અમેરિકા બેદરકાર બની તે તરફ દુર્લક્ષ આપે તો કેમ જાણ્યું કે દેવ જાપાન, ચીન કે અન્ય દેશને પોતાના સાહિત્ય તરીકે ન વાપરે? 'હિત કરવાની શક્તિ તારા

હાથમાં હોય તો, જેને તે ઘટતું હોય તેનાથી તે પાછું ન રાખ. પૂર્વ મારફતે પશ્ચિમે સુવાર્તા સંપાદન કરી છે; તો અત્યારે પૂર્વને સહાય કરવી એ ઘટિત તથા આવશ્યક છે. અર્થાત્ પશ્ચિમ પોતે બંધુકૃત્ય બજાવી ઋણમૂક્ત થાય. સુલેમાન કહે છે, કે 'ભાઈ પડતી દશાને માટે જનમ્યો છે.' હાલ પૂર્વને ધાર્મિક શિક્ષણ, યોગ્ય ઉપદેશકો તથા નાણાંની અગત્ય છે. તેવે સમયે પશ્ચિમ પોતાની ફરજ અદા કરી દેવને મહિમા આપે તો કેટલા દેવદૂતો હરખાય! આજ સુધી પશ્ચિમે પૂર્વને પોષ્યું છે તે પ્રશંસાપાત્ર ને દૈવી ઇચ્છાનુસાર હોઈ ઇચ્છવાજોગ છે.

ત્યારે શું પૂર્વએ પશ્ચિમ ઉપરજ આધાર રાખી તાનતોફાન મચાવવું? ના, ના. પણ હવે તેણે સુપ્ત સ્થિતિ તજી દઈ કમર કસી ઉભા થવું, ને પોતાનું ગુમાવેલું પદ પ્રાપ્ત કરવું જોઇએ. કહેવત છે કે, 'આપ સમાન બળ નહિ ને મેઘ સમાન જળ નહિ.' તેમજ જ્યાં સુધી પૌર્વાત્યો પોતેજ જાગૃત નહિ થાય ત્યાં સુધી તેનો ઉદ્ધાર થવો એ પવન પાછળ ફાંફાં મારવા જેવું છે. પૂર્વની પક્ષમાં ઉપરોક્ત વર્ણવેલાં ન્યાયપુરઃસર કારણોને પોતાની આળસાઇ ખાતર નિમિત્તરૂપે લઇ બેસી રહેવું નહિ. પણ તેથી ઉત્તેજીત થઈ આગળ ધસવું; તેમાંજ આપણું શ્રેય, મહિમા, ઉન્નતિ ને ઉદ્ધાર છે. પૂર્વ માટે આવી શુભ યોજનાઓ દૈવી પ્રીતિનું પ્રદર્શન છે.

## પૂર્વને શુભ સંદેશાડો (ત્ર)

### હાલ કરવું શું?

આજકાલ સર્વત્ર—સર્વ મિશનક્ષેત્રમાં—સ્વપોષિત થવા માટે પ્રયત્નો થાય છે. સ્વપોષિતપણાના આત્માએ દરેક સુજનને ખળભળાટ—ચિંતામાં લાવી મૂક્યા છે, એ માટે 'હાલ કરવું શું?' એ સર્વનો પ્રધાન પ્રશ્ન થઈ પડયો છે.

'ફસલ પુષ્કળ છે અને મજુરો થોડા છે,' એ બાઇબલનું વચન સત્ય દિગ્દર્શન કરાવે છે. ગુજરાતમાં હજારો મનુષ્યો ખ્રીસ્તરહિત છે; અને તેના પ્રમાણમાં ખ્રીસ્તી કામદારો જુજ છે. તેથી બધાં મનુષ્યોને પહોંચી વળવા હાલમાંના આપણા ખ્રીસ્તી કામદારો અશક્ત નિવડે તે સંભવિત છે. હ્યાં આવી બીના છે. ત્યારે પાશ્ચાત્ય લોકો નાણાં મોકલવાને અશકત છે. એ બે સત્ય ઘટનાને લીધે અત્યારે પાશ્ચાત્ય તેમજ પૌર્વાત્ય લોકોના હૃદયમાં તુમુલ યુદ્ધ મચી રહ્યું છે. દરેક પોકારી ઉઠે છે, કે 'હાલ કરવું શું?' ત્યારે શું પાશ્ચાત્ય લોકો નાણાં ન મોકલે? તો શું ગુર્જરવાસીઓ અંધકારના ખાડામાં પડયા પડયા શેતાનનેજ સેવ્યા કરે? બન્ને નિગૂઢ પ્રશ્નો છે. ત્યારે હાલ કરવું શું?

સત્ય બીના એવી છે કે પાશ્ચાત્ય લોકોએ જે અવર્ણનીય આસરો પૂર્વને આપ્યો છે તેનો ઉપકાર માનવો જોઇએ. એટલુંજ નહિ પણ તેમને તેમની ફરજમાંથી પ્રતિદિન મુકત કરવા. છતાં આપણું સુવાર્તિક કામ ન અટકવું જોઇએ. માટે જ્યાં સુધી આપણા સ્વહસ્તે આપણું કાર્ય નિર્વિઘ્ને પસાર ન કરી શકીએ ત્યાં સુધી થોડી મદદ પશ્ચિમે કરતાં રહેવું.

મહાન સુવાર્તિક સંત પાઉલ આપણે માટે ઉત્તમ નમુનો છે. તે પોતે સુવાર્તિક કામ કરતાં કોઇ પાસે આર્થિક મદદ માગતો નહિ, કેમકે તે જાતે પોતાના ખાનગી વખતમાં તંબુ સીવીને પોષણ કરતો. તેને ન હતા બંગલા કે પૈસા. સુવાર્તિકોએ પગારના બંધારણનો આશ્રો લીધો, પછી સ્વપોષિત થવાની વાત કયાં રહી! જે મિશન વધારે વેતન આપે તેમાં સુવાર્તિક થવાય તો ઠીક; એવી ભાવના હોય ત્યાં સ્વપોષિતપણાનો વિચાર સરખોએ ક્યાંથી આવે? પાઉલ તો તંબુ બનાવતાં શીખ્યો હતો તે સ્વપોષિત રીતે સુવાર્તિક કામ કરે; પણ હાલમાં તો પુસ્તકોનો

રાફડો ફાટયો છે, તેથી શા માટે હુન્નર શીખે અને શીખાવે! કેટલી ચોપડી **પાસ કરી છે?** એ સવાલ ત્યાં હુન્નરને પણ શું માન!! ગમે તેમ પણ આપણે તો સ્વપોષિત થવાને પાઉલનું દૃષ્ટાંત ગ્રહણ કરવુંજ. બીજાં ગમે તેમ કરે પણ આપણે તો હવે સ્વપોષિત થવાને પ્રયત્નો આદરવાજ.

બીજું કે મિશનનાં નાણાંથી ઉછર્યા, પોષાયા અને તેને પ્રતાપેજ હાલની સ્થિતિ ઉજ્વલ ભાસે છે. તો હાલ મિશનથી સ્વતંત્ર રીતે કામધંધો કરનારે પોતાનાં પુરતા દશાંશો તથા દાનો દેવને વિશ્વાસુ રીતે અર્પણ કરવાં જોઇએ, એ મંડળીના દરેક માણસનું પ્રથમ કર્તવ્ય છે. કેમકે એજ રીતથી આજ સુધી મંડળી નભી છે ને નભશે. માટે દરેક માણસે દેવની સેવાર્થેજ તન, મન ને ધન હોમવું. મિશનથી ઉછર્યા હોય કે સ્વોપાર્જિત મિલકતથી પોષાયાં હોય; પણ તેમ કરવાને દેવની ઇચ્છા સ્વીકારવી જોઇએ.

ત્રીજું કે દરેક ખ્રીસ્તી આગેવાને પોતાના લોકોને સુવાર્તિક કામ માટે મદદ કરે એવી કેળવણી પ્રથમથીજ આપવી, અને ખ્રીસ્તી ધર્મમાં દાખલ થતા દરેક માણસ પાસેથી વચન લેવાં જોઇએ કે તેઓ હંમેશાં મંડળીને મદદ કરે. સંખ્યાબંધ અણ-સમજુ બાપ્તિસ્મીઓ કરતાં એક દૃઢ વિચારી બાપ્તિસ્મી વિશેષ ઉપયોગી છે. ભવિષ્યની ગુર્જર ખ્રીસ્તી પ્રજા તે હાલનાં બાળકો છે. તેમને ઉત્તમ કેળવણી, હુન્નર ને શાસ્ત્રીય શિક્ષણ આપવું જોઇએ. જેથી ભવિષ્યની પ્રજા આપોઆપ સ્વપોષિત થઇ શકે. બાળજીવનમાં ગ્રહણ કરેલા મજબુત સંસ્કારો ભવિષ્યમાં જરૂર વર્તનમાં પ્રગટ થશે.

ચોથું કે હાલમાંના આપણા જુવાનોને રાજ્યમાં, કોલેજોમાં તથા અન્ય વેપારી પેઢીઓમાં ઉંચ સ્થાન મેળવી આપવામાં મંડળીના આગેવાનોએ મદદ કરવી જોઇએ. રખડી જતા જનોને

ઠેકાણે પાડવા, અને દરેકની સ્થિતિ ને કેળવણીના પ્રમાણમાં તેમને સ્વતંત્ર કરવાને પ્રયત્નો કરવા. જેથી તેઓ મંડળીને સ્વપોષિત કરવામાં સાથ આપશે.

ઉપરોક્ત સર્વ ઉપાયો તો આપણે સમજ્યા છતાં એવી એક બીના છે કે જે આપણામાં ન હોય તો આપણે સ્વપોષિત થઈ ન શકીએ. જ્યાં સુવાર્તિક કાર્ય થાય છે ત્યાં જ્યારે સંપૂર્ણપણે ખ્રીસ્તનું રાજ સ્થાપિત થાય છે ત્યારે આપોઆપ સ્વપોષિત રીતે દેવનું કામ ચાલે છે. જ્યારે દરેકનાં હૃદયોમાં ખ્રીસ્ત તરવરશે ત્યારે તેઓ સર્વ રીતે તન, મન ને ધનથી દેવની સેવા કરશે. માટે પ્રથમ ગુજરાતમાં એક મહાન પ્રયત્ન ધર્મજાગૃતિ—હૃદયજાગૃતિ માટે થવો જોઇએ, કે જેની અંદર દરેક ખ્રીસ્તી માણસ સંપૂર્ણ રીતે દેવને અર્પાઇ જાય, ત્યારેજ સંપૂર્ણ રીતે સ્વપોષિત થઈ શકીશું. દેવના આત્મા સિવાય આપણે ધોળેલી કબર જેવા છીએ. આપણે સુધરેલા, આત્મિક અને દ્રવ્યવાન દેખાઈએ છીએ; પણ માંહે દુર્ગંધ સિવાય અન્ય કંઇ નથી. માટે એક મહાન ધર્મજાગૃતિ આખા ગુજરાતમાં—સર્વ મિશનોમાં કરવા પ્રયત્ન કરવા, કે જેની અંદર દરેક વ્યક્તિ સ્વપોષિત મંડળીઓ કરવા યાહોમ કરીને પોતાનું સર્વસ્વ અર્પવાને દૃઢ નિશ્ચય કરે. ત્યારેજ સ્વપોષિત થઇ શકાશે.

## પુષ્પ ૩ જું

## જુવાનોનું જીવન

અર્વાચીન જમાનાને 'જુવાનોનો જમાનો' એવું ઉપનામ આપી શકાય. એ યોગ્ય અને યથાર્થ છે. જે કાર્યોમાં વૃદ્ધો નિષ્ફળતા પ્રાપ્ત કરે છે તેજ કાર્યોમાં યુવાનો વિજય સંપાદન કરવાને ભાગ્યશાળી નીવડે છે. તેથીજ આજકાલ સર્વની દૃષ્ટિ યુવાનો પ્રતિ ફેંકાય છે. વૃદ્ધો ઘણુંજ કામ કરીને ઘસાઈ ગયા

હોય છે, તેમની શક્તિ ક્ષીણ થઇ ગઇ હોય છે, મગજ થાકી ગયું હોય છે, હજારો પ્રકારની વિટમ્બણાઓથી તેઓ નાસીપાસ થઈ ગયા હોય છે. જ્યારે યુવાનો! યુવાનોનું લોહી કંઇક નવીન કરી સમાજ તથા દેશને ઉન્નતિના પંથે દોરવાને ઉકળી રહ્યું હોય છે, તેમની તાજી, ખીલતી શક્તિને કામ જોઇએ છીએ. તેમની બુદ્ધિ કંઈ ઓરજ કરવાને તલસી રહી હોય છે. એ વખતે, યોગ્ય પ્રસંગે એ શક્તિનો યોગ્ય વ્યય નહિ થવાના સબબે એ શક્તિ અવળો માર્ગ ગ્રહણ કરી પોતાનું, સમાજનું તથા દેશનુ સત્યાનાશ વાળવાને અજાણતાં પ્રયત્નો આદરે છે. એ સ્થિતિનું યોગ્ય ભાન જગતભરના જનોને થવાથીજ જુવાનોનો ધડો થાય છે.

એ સ્થાન, એ જગા, એ લાયકાત ને માન સંપાદન કરવા જુવાનોનું જીવન કેવું હોવું જોઇએ? એ એક મહાન પ્રશ્ન છે. તેનો ઉકેલ તો કોઇ વિદ્વાન વીરનર કરી શકે. છતાંયે એ પ્રશ્નને સહેજ સમજવા મારી અધમ લેખિની પ્રયત્ન કરે તો અસ્થાને નહિ લેખાય.

આજકાલ જુવાનો પૈસા પાછળજ રચ્યાપચ્યા રહેવું એ જીવનનું ધ્યેય સમજે છે. પણ એ જીવનનું ધ્યેય નથી. એ તો અનિષ્ટ બંધન છે. જીવનનો ઉદ્દેશ ને ધ્યેય એથી ઉંચેરૂ છે, વધારે પવિત્ર છે. જીવનનું ધ્યેય એ ઝગઝગતી સુવર્ણમય દોલત કરતાં વધુ મહત્ત્વનું છે. 'કેમકે જો માણસ આખું જગત મેળવે, ને પોતાના જીવની હાનિ પામે, તો તેને શો લાભ થશે?' 'પૃથ્વી પર પોતાને સારૂ દ્રવ્ય એકઠું ન કરો...પણ તમે પોતાને સારૂ આકાશમાં દ્રવ્ય એકઠું કરો......' જ્યારે યુવાનો પાર્થિવ દોલત કરતાં સમાજસેવા તથા આકાશી દ્રવ્યને મહત્ત્વનું સ્થાન આપશે ત્યારેજ આપણે કર્ત્તવ્ય બજાવવાને સમર્થ નીવડીશું, યોગ્ય આલેખાઇશું.

જુવાનો જગિક વાનાંમાં લપટાઇ—ફસાઇ, ખટપટ, ઇર્ષા, અદેખાઇ કરે, બીજાઓની હાનિ થાય માટે યુક્તિપ્રયુક્તિઓ યોજે, વ્યર્થ માનમહિમા શોધે એ જીવન નથી. એ તો વ્યર્થ ને ફોકટ ફાંફાં છે. જુવાનીમાં તરવરતા તરુણોને બ્રહ્મચર્ય, તાકાત ને હિમ્મત જોઇએ. એ અવસ્થામાં વિલાસ કે વૈભવને તિલાંજલી બક્ષવી જોઇએ. સંપૂર્ણ મનુષ્યત્વ જુવાનીમાંજ સંપાદન કરવું જોઇએ. અત્યારે સેવા એ જુવાનોનો જીવનમંત્ર હોવો જોઇએ. સમાજોદ્ધારનું કાર્ય એ આપણો સિદ્ધાંત હોવો જોઇએ, સેવા કરાવવાને નહિ પણ સેવા કરવાને આપણે તલસી રહેલા હોવા જોઇએ. સ્વદેશી બંધુઓનાં દરદ આપણે સમજવાં અને તેઓની વિપત્તિઓ ખસેડવી જોઇએ. અત્યારે આપણે યાહોમ કરી સમાજ તથા દેશની ખાતર કુરબાન થવું જોઇએ. ત્યારેજ આપણી જુવાની નહિ તો ફક્ત જોવાની અને જવાનીજ.

જીવનની આ અમોલી જુવાનીને ખીલવવા, તેના યોગ્ય વિકાસને અર્થે સમાજનો ઉદ્ધાર દર્શાવતું, વેગવંતું, ભાવનાભર્યું સાહિત્ય, શાસ્ત્રનું સખત વાંચન અને મનન જોઇએ. એ જુવાનીનો અખૂટ અન્નભંડાર. એ અધ્યયનથી આપણે સંપૂર્ણપણે નિર્દોષ તથા ઉંચ સંસ્કારી જીવન વ્યતીત કરી શકીશું. વળી દેહ નિર્ગત થઇ જાય, ઢીંચણ ઘસાઇ જાય એવો ઇશ્વરપ્રાર્થના જુવાનોએ આદરવો જોઇએ. પ્રાર્થનામાં ઇશ્વર સાથે એકાગ્રચિત્તથી ધ્યાન ધરી જીવનનો માર્ગ પસંદ કરવો એજ ઉત્તમ જીવન. એ રીતે યુવાનો આત્મભોગ આપી સમાજને શણગારી શકશે. આત્મભોગ સિવાય સેવા સંભવેજ નહિ.

સમાજને અત્યારે સેવાભાવી પરમ સેવકો જોઇએ છે. યુવાનો એ માટે તૈયાર છે? વિલાસ ને મોજશોખના સેવકો, માયકાંગલા તરૂણોનો આ યુગ નથી. સાદા ને સેવાભાવી જીવનવાળા જન-

તાના સાચા સેવકો થએલા યુવક વીરોની સમાજ રાહ જુએ છે. હાલમાં ગ્રામ્યનિવાસીઓના સહવાસમાં આવેલા યુવકો કેવા છે?

એક યુવક શરીરને સુંદર વસ્ત્રાલંકારોથી વિભૂષિત કરીને ગામમાં ફરે છે, રસિક વિષયી કાવ્યો લલકારે છે, ઉત્તમ ને ઉંચ ભાષાથી ગ્રામ્યજનોના કર્ણ ઉંચા કરે છે, હાથમાં રંગીત પુઠાની નોવેલ લઇને ચક્ષુઓ ચકોરની માફક ફેરવતો ફળીએ ફળીએ ફરે છે, પોતાના વખત ને જ્ઞાનનો દુરૂપયોગ કરી ગામગપાટા મારે છે, પોતાની બડાઇ મારી પોતેજ મહાન વિદ્વાન હોય એવો ડોળ કરી ગ્રામ્યજનોને અવનતિના પંથે દોરી પોતે નર્કનો ભાગીયો બને છે.

બીજો યુવક સાદા ગુજરાતી પોષાકમાં સ્વાભિમાની દેખાય છે, સમાજ તથા દેશસુધારાને લગતાં પુસ્તકોનો પ્રચાર કરવામાં, ગ્રામ્યનિવાસીઓનાં જીવનમાં રસ લેવામાં, તેઓને સુધારાની ટોચે પહોંચાડવામાં તથા ખરા હિન્દી બનાવવામાં પોતાના વખતનો સુવ્યય કરે છે. લોકોને કામમાં ઉત્તેજન આપી ખેતીવાડી ને હુન્નરઉદ્યોગ સબંધી ભાષણો આપી તે સંબંધીનું સંસ્કારી જ્ઞાન આપે છે. આ રીતે સમાજોદ્ધાર ને દેશોદ્ધારનું કાર્ય કરે છે.

ત્રીજો યુવક સાદા ને સફાઈદાર પોષાકમાં સાધુશીલપણે વર્તે છે, બાઈબલ ને ધાર્મિક પુસ્તકોનો પ્રચાર કરવામાં તથા તેઓનું અધ્યયન કરવામાં; આત્મિક જીવન કેવી રીતે ઉંચ કરી શકાય તે પર ચિંતન કરવામાં પોતાના વખતનો વ્યય કરે છે. લોકોમાં ધર્મજાગૃતિ ઉત્પન્ન કરે છે; ખ્રીસ્તનું જ્ઞાન આપવામાં સર્વસ્વ હોમી દે છે, એમ એક નાનકડા દીપક માફક સર્વત્ર નિર્મળ પ્રકાશ આપે છે.

વીર યુવક! આપણે શીરે સેવા મુકેલીજ છે. આ અત્યુત્તમ જુવાનીમાં આપણે ઉપરોક્ત ત્રણ યુવકો પૈકી કયા યુવક જેવી

વર્તણુક રાખેલી છે? સમાજને બગાડનાર, સામાજિક ઉન્નતિ કરનાર કે પછી સમાજમાં આત્મિક ભાવ ઉત્પન્ન કરનાર તરીકે?

કદાચ આપણી જાણ બહાર આપણામાં કોઈ એવી શકિત અથવા ગુણો છુપાઈ રહેલા હશે કે તે આપણા સિવાય બીજી કોઈ પણ વ્યકિતમાં નહિ હોય. સમાજ પોતાની સેવા માટે એ શકિત તથા ગુણો વાપરવાનું આપણને મોટે અવાજે પોકારી રહ્યો છે. આજકાલ આપણો સમાજ કેવી શોચનીય સ્થિતિમાં છે? તે સ્થિતિમાંથી સમાજને બચાવવા આપણે એ ગુણો તથા શકિત વાપરવા બંધાએલા છીએ. હે ગુર્જર ખ્રાસ્તી યુવકો! તમે યુવાનીમાં એ શકિતનો ઉપયોગ સમાજસેવાર્થે કર્યો છે? આપણને મળતા બધા પ્રસંગોમાં પરમોત્તમ કામો કરી સમાજ તથા દેશ-સેવક તરીકે બહાર પડવા દૃઢ નિશ્ચય કરીએ ત્યારેજ આપણે હાલના સમાજના દોરનાર—લીડર—થઈ શકીએ. એ સ્થાન માટે સેવા એ મહાન મંત્ર—વિદ્યા—ગ્રહણ કરવી જોઈએ.

ઊઠો, તરુણો! જીવનમાં એ લ્હાવો લેવા કમર કસો.

## પુષ્પ ૪ થું
## પ્રગતિના પંથે

પ્રગતિ એ આ જમાનાનું ધ્યેય છે. સઘળા દેશો, જ્ઞાતિઓ અને જાતોએ પ્રગતિના પંથે પ્રયાણ આદર્યું છે. જ્યાં ને ત્યાં પ્રગતિ પૂજાઈ રહી છે; ત્યારે પ્રાણપ્રિય, વહાલી ગુજરાતની ખ્રીસ્તી સમાજ, તારૂં સ્થાન કયાં છે? અત્યારે તારાં નિર્ધન તથા નિર્બળ બાળકોની શી સ્થિતિ છે?

કેટલાએ ખ્રીસ્તીઓ અત્યારે નોકરી વગર ભટકયા કરે છે, કેટલાએ ખ્રીસ્તીઓ અત્યારે પરતંત્રતા સેવે છે, અને સહન કરે છે. કેટલાએ ખ્રીસ્તીઓ અત્યારે ગરીબડા, બિચારા તથા

વૈંતરા લેખાય છે. અભણ, જંગલી, દેવાદાર અને મૂર્ખ એ ગ્રામ્ય ખ્રીસ્તીઓનું ઉપનામ. એ સ્થિતિનો યોગ્ય ખ્યાલ અને અભ્યાસ કરવાથી પ્રગતિના પંથે પ્રયાણ આદરવાનું સમજાશે. એ કલંક, એ નિર્ધનતા વિદારવાને ફક્ત પ્રગતિનો આશરોજ ગ્રહણ કરવો આવશ્યક છે.

ખેડુત એ જગતનો પોષક—બાપ લેખાય છે. એ 'પોષક' નામધારી ગ્રામ્ય ખ્રીસ્તીઓની સ્થિતિ નિહાળો! બિચારા નિર્ધન ગ્રામ્ય ખ્રીસ્તી ખેડુતો પાસે જોઈતી જમીન નહિ તેથી ગામના જમીનદારોના જુલમો સહન કરે છે. ખેતીવાડી સંબંધી યોગ્ય જ્ઞાન નહિ તેથી નિર્ધનતા સેવે છે. વ્યાજે નાણાં લાવી કુટુંબની જંજાળો ફેડે છે. એ વખતે આપણી શી ફરજ? ખેડુત ઉપર દેશનો સઘળો આધાર; ત્યારે ખેતીવાડી સંબંધીનું યોગ્ય અને ઉન્નતિના જમાનાને અનુસરી 'થોડી મહેનતે ઘણું પકવવાની કેળવણી' આપી 'ગુજરાત ખ્રીસ્તી ખેડુત સંઘ' ઉત્પન્ન કરવો. એમને ખેતી માટે વગર વ્યાજે નાણાં ધીરવાને એક ફંડ ઉત્પન્ન કરવું, વગેરે યોજનાઓ મારફતે ગુજરાતના ખ્રીસ્તી ખેડુતોને સમૃદ્ધિમાન અને સ્વતંત્ર કરવા પ્રયત્નો કરવા જોઈએ. પછી જોઈ લો મંડળીની ધાર્મિક અને આર્થિક સ્થિતિ.

એ કામ કોનું? ખ્રીસ્તી સમાજની સંમેલન જેવી સંસ્થાઓ, સમાજના અનુભવી વિદ્વાન આગેવાનો, હિતકર્તાઓ અને દરેક વિચારવંત ખ્રીસ્તીઓ એકત્રબળે એ યોજનાની તજવીજ કરે, યોગ્ય લાગે તે સમાજને કહે, અને સમાજ તન, મન અને ધનથી એ યોજનાને વધાવો લે. દરેક માણસ એ માટે પ્રયત્ન કરે તોજ બને. સમાજમાં જેમ ખેડુતો વધશે, અને સમૃદ્ધિમાન થશે તેમ સમાજ આબાદ થશે. અત્યારે ગુજરાતની ખ્રીસ્તી શાળાઓ નોકરી માટે ઘણાજ જુવાનો તૈયાર કરે છે, હુન્નરઉદ્યોગ માટે

જુજ જુવાનો તૈયાર કરે છે; ત્યારે ખેડુત તરીકે કેટલા જુવાનો તૈયાર કરે છે? મારા અનુભવ પ્રમાણે મીડું. એ કરતાં પહેલે નંબરે ખેડુત, બીજે નંબરે કારીગર અને ત્રીજે નંબરે નોકરીયાટ જુવાનોને તૈયાર કરે તો ખ્રીસ્તી સમાજને પરધર્મીઓ તથા પરદેશીઓ પર બહુ આધાર રાખવો નહિ પડે.

હું બીજું સ્થાન હુન્નરવિદ્યાને આપું છું. અત્યારના ખ્રીસ્તીઓ હુન્નરમાં સુથાર અને દરજીનો ધંધો જાણે. બીજા કોઈકિજ રડ્યાખડ્યા હુન્નરવિદ્યાનું ઉંચ જ્ઞાન ધરાવતા હશે. કેટલાંક કારણોને લીધે અત્યારે અન્ય કોમો ખ્રીસ્તીઓને ધિક્કાર તથા અપમાનની દૃષ્ટિથી નિહાળે છે એવો મને શક છે. તો એમની મારફતે આપણું પોષણ કરવું એ મહા મુશ્કેલ છે. તેથી અત્યારે ખ્રીસ્તી મીલમાલીકો તથા સ્વતંત્ર ખ્રીસ્તી માણસોની પેઢીઓનાં દર્શન કરવાને મારો આત્મા બહુ તલસે છે. હું ખ્રીસ્તીઓને જાગીરદારો, દેશનેતાઓ, કલાકારો અને મહાન વેપારીઓ થએલા નિહાળવાનું સ્વપ્ન સેવું છું. અત્યારના ખ્રીસ્તી વીર યુવકો દેશ-પરદેશ જઇ ઉંચ હુન્નરવિદ્યાનું જ્ઞાન સંપાદન કરે તથા તેનો લાભ સમાજના બંધુઓને પમાડે તો કેવો અજબ ફેરફાર થાય!

અત્યારે નોકરીયાટ તરીકે આપણું સ્થાન કયું? અપવાદ બાદ કરતાં કારકુન અને મહેતાજીપણું. શું કરીએ! સગવડ અને આર્થિક સ્થિતિની ખામીને લીધેજ એ નામોશી, પણ જેમ તેમ કરી આપણે અત્યારે ઉંચ કેળવણી પ્રાપ્ત કરવી જોઇએ. રાજકિય અમલદારોમાં તથા આગેવાનોમાં આપણું સ્થાન મુખ્ય લાવવા તનતોડ પ્રયત્નો કરવા જોઈએ. મોટી મોટી પેઢીઓ, સંસ્થાઓ તથા કોલેજોમાં આપણે અગ્રભાગ ભજવવો જોઇએ.

ગુજરાતી ખ્રીસ્તી સાહિત્ય પ્રતિ એક દૃષ્ટિ ફેંકો! ઉંચ પ્રકારનાં ધાર્મિક, સામાજિક તથા રાજકિય પુસ્તકો, અનુપમ

ખ્રીસ્તી જીવન વ્યતીત કરી ગએલા પ્રખ્યાત મહાન વીરનરોનાં જીવનચરિત્રો, ઉંચ તથા પવિત્ર જીવન કેવી રીતે નિર્ગમન કરી શકાય, એવા વિધ વિધ પ્રશ્નો ચર્ચતા સાહિત્યની કેટલી બધી જરૂર છે? એ ન્યૂનતા સુજ્ઞ જનોને સુવિદિત હશેજ.

એ બધું કહેવા છતાં આપણા સમાજની ઉત્પત્તિ, સ્થિતિ, સગવડ અને સંખ્યા જોતાં આપણે સારૂં તથા ઉમદા કાર્ય કર્યું છે. છતાંયે આપણે પ્રયત્નથી પ્રગતિ સાધી શકીશું. એ પ્રગતિની સાધના માટે સામાજિક સડા તથા નકામી ખર્ચાળ રૂઢીઓને તિલાંજલી આપવી જોઈએ. સહકાર તથા પ્રયત્ન સિવાય એ પ્રગતિ સાધવી દુર્લભ છે.

પ્રિય સમાજ! ઉઠ, જાગૃત થા અને કમર કસ, પ્રગતિનો પંથ ગ્રહણ કરી આબાદ તથા આત્મિક બન. આમેન.

## પુષ્પ ૫ મું

## વ્યાજ વિષે

વ્યાજ એ નાણાં વાપરવા બદલ લીધેલું ભાડું કે વેતન છે. જ્યારે ખ્રીસ્તીઓ મુસાફરી કરવાનાં વાહનોનું ભાડું લે, મજુરી બદલ પૈસા લે, નોકરી બદલ પગાર માગે તો ન્યાયની રીતે જે નાણાં ધીરે તે વ્યાજ લે તેમાં શું ખોટું કહી શકાય? જો આપણે ખાસ સાધુ—ફકીરજ હોઈએ, આપણે માથે કુટુંબના નિર્વાહની જોખમદારી ન હોય તો વ્યાજ લેવું એ મૂર્ખાઇ લેખી શકાય. હાલમાં આપણા ખ્રીસ્તીઓ સંસારી—ઘરવ્યવહાર ચલાવે છે. માટે યોગ્ય તથા પ્રમાણસર વ્યાજ લેવું એ ગેરવ્યાજબી નથી. વ્યાજનું પ્રમાણ રાખવું જોઈએ, સરકાર તથા દેશની રૂઢી કરતાં વધારે વ્યાજ લેવું એ મૂર્ખાઇ કે દ્રવ્યલોભ છે.

ધારો કે કદાપિ વ્યાજ ન લેવામાં આવે તો શું થાય? જે માણસ વ્યાજે રકમ લઇ જાય છે તે બેફીકર રહે, એટલે આળસુ બનવા માટે ભય રહે છે. વ્યાજ માણસને જાગૃતિ ઉત્પન્ન કરે છે; તેથી વધારે મહેનત કરવામાં પ્રયત્ન કરે છે. હા, જો કદાપિ વ્યાજ ન લેવામાં આવે તો વ્યાજ આપનારાઓ બહુ મહેનત ન કરે એ ભય રહે છે, ને જે ખરી ઉપજ દેશ તથા સમાજમાં થવી જોઈએ તે ન થાય, માટે વ્યાજ લેવું એ વ્યાજબી છે.

ઉપરોક્ત દલીલો વ્યાજ લેનાર માણસો વારંવાર કહી વ્યાજ લેવાની લાલચમાં પડે છે. પણ આપણે અત્યારે ખ્રીસ્તી સમાજની સ્થિતિ, જરૂરીઆત તથા બાયબલના શિક્ષણ પ્રતિ દૃષ્ટિ રાખી વિચારીએ કે વ્યાજ લેવું એ ખ્રીસ્તી માણસને યોગ્ય છે?

આપણે અત્યારે કોઈ પણ સુધરેલા દેશની કોઈ પણ જ્ઞાતિ કરતાં વધારે નિર્ધન, અજ્ઞાન તથા બીનકેળવાયલા છીએ. મુસલમાન, યહુદ્દી તથા કેટલીક અન્ય કોમોમાં તેમના નિર્ધન જાતી ભાઈઓ પોષાય તથા તેમને યોગ્ય કેળવણી મળે માટે વ્યાજ લેવામાં આવતું નથી. સમાજનાં નિર્ધન બાળકોને, રવડી જતાં મનુષ્યોને તથા દરિદ્રીવસ્થાને સેવતા જાતી ભાઈઓને તેઓ પોતાના દ્રવ્યથી પોષે છે; આત્મભોગ આપે છે. શું ત્યારે આપણે કંઈ એવી આદર્શ પ્રથાઓ ગ્રહણ નહિ કરીએ? આપણી સમાજ કેટલી અધમ છે તે લખવાથી શો ફાયદો? પણ સમાજની જરા પણ દરકાર હોય, જરા પણ હૈયે દાઝ હોય, સ્વમાન હોય, જાતી ભાઈઓ પ્રત્યે પ્રેમ, ઉદારતા તથા નિઃસ્વાર્થતા હોય તો ઘણાં રવડી જતાં ખ્રીસ્તી કુટુંબો પોષાય. એવા કેટલાક વિચાર ગ્રહણ કરી વ્યાજ ન લેતાં તેઓને ઉત્તમ કેળવણી, ખેતીવાડી માટે યોગ્ય જ્ઞાન તથા શિક્ષણ, હુન્નરવિદ્યા માટે વધારે લાયક કરવા વગર વ્યાજે નાણાં આપવાની ખ્રીસ્તીઓ રીત રાખે તો કેટલાય જુવાનો ભવિષ્યમાં

પોતાની તથા સમાજની સ્થિતિ ઉજ્જવલ દીસાવે.

વ્યાજ વિષે બાયબલ શું કહે છે? કેટલાએક ખ્રીસ્તીઓ અત્યારે જુના કરારના કાયદા તથા નિયમો સ્વીકારતા નથી. પણ સુધારા તથા પ્રગતિને લગતા સઘળા કાયદાકર્તા નિયમો આપણે પાળવાને બંધાએલા છીએ; કેમકે તે યહોવાહ દેવ તરફથી મળેલા છે. ખ્રીસ્ત કહે છે, કે 'નિયમશાસ્ત્ર અથવા પ્રબોધકોની વાતોનો નાશ કરવા હું આવ્યો છું, એમ ન ધારો; હું નાશ કરવા તો નહિ, પણ પૂર્ણ કરવા આવ્યો છું.'

'તારી સાથેના મારા લોકોમાંના કોઈ ગરીબને જો તું પૈસા ધીરે, તો...તેને માથે તું **વ્યાજ ન ચઢાવ**' (નિર્ગ. ૨૨; ૨૫). ગરીબાવસ્થા સેવતા સાથી ભાઇઓ માટે યહોવાહ કહે છે, કે 'તું તેની પાસેથી કંઇ વ્યાજ કે નફો ન લે,......તું તારા પૈસા તેને વ્યાજે ન આપ' (લેવી. ૨૫; ૩૬, ૩૭). 'તું તારા ભાઇને કંઇ પણ વ્યાજે ન ધીર; નાણાંનું વ્યાજ કે અનાજનું વ્યાજ કે વ્યાજે ધીરાતી કોઇ પણ વસ્તુનું વ્યાજ ન લે' (પુન. ૨૩; ૧૯).

ઉપલી કલમોથી જણાય છે કે જાતી ભાઈઓ પાસેથી વ્યાજ લેવુંજ નહિ. મતલબ કે ખ્રીસ્તી માણસે ખ્રીસ્તી પાસેથી વ્યાજ લેવું નહિ. અસલની મંડળીની મિલકત સામાન્ય ગણાતી ને તેમાંથી ગરીબ સભાસદોને તેમની જરૂરિયાતના પ્રમાણમાં મદદ મળતી. આપણે સમાજસેવાર્થે, સમાજને ઉંચ સ્થિતિએ ચઢાવવા માટે દ્રવ્યલોભને તરછોડી યહોવાહના નિયમ મુજબ ચાલવા પ્રયત્ન નહિ કરીએ? ચાલો, આપણે આજેજ નિશ્ચય કરીએ કે જાતી ભાઈઓ પાસેથી વ્યાજ લેવું નહિ.

જે માણસો વ્યાજ તથા વધારો લે છે; એઓ સંબંધી યહોવાહ શું કહે છે? 'વ્યાજે નાણાં આપ્યાં હોય, ને વટાવ લીધો હોય; તો શું તે જીવશે? તે જીવવા પામશે નહિ;...... તે નક્કી

માર્યો જશે; તેનું રક્ત તેને માથે' (હઝ. ૧૮; ૧૩). '......તેં વ્યાજ તથા વટાવ લીધાં છે......તે માટે, જો, જે અપ્રમાણિક લાભ તેં મેળવ્યો છે......તેને લીધે મેં મારો હાથ પછાડયો છે .........હું યહોવાહ તે બોલ્યો છું, ને તે હું પાર પાડીશ. હું તને વિદેશીઓમાં વિખેરી નાખીશ, ને તને દેશોદેશ વેરણ-ખેરણ કરી નાખીશ' (હઝ. ૨૨; ૧૨-૧૫). વળી નીતિવચન ૨૮; ૮માં કહેલું છે, કે 'જે માણુસ ભારે વ્યાજ તથા નફો લઈને પોતાની સંપત્તિ વધારે છે, તે દરિદ્રી પર દયા રાખનારને માટે તેનો સંગ્રહ કરે છે.'

પ્રભુ યહોવાહ જે નિયમ મનુષ્યોને આપે છે તે જ્યારે આપણે પાળતા નથી ત્યારે આપણો નાશ થાય છે. ઉપલી કલમોમાં વ્યાજ લેનારને શી શિક્ષા થશે તે સ્પષ્ટ તથા ખુલ્લું દર્શાવેલું છે. આ ઉપરથી આપણે કંઇ ધડો લઈશું કે?

નહેમ્યાહના પાંચમા અધ્યાયમાં એક વાત આવે છે કે દુકાળના વખતમાં ઘણુા યહુદીઓ વ્યાજે નાણાં આપતા હતા. આ વાતને લીધે નહેમ્યાહે સભા ભરીને વ્યાજ ન લેવાનું ઠરાવ્યું, તથા તે માટે સોગન ખવાડયા. આ ઉપરાંત તેણે પોતાનો ખોળો ખંખેરી નાખ્યો, ને કહ્યું કે જે કોઈ વ્યાજ લે તે પ્રત્યેકને દેવ તેના કામમાંથી તથા ઘરમાંથી ખંખેરી નાખે. ઉપલી બાબત વ્યાજ લેવાને નિષેધ કરે છે.

જે માણસો વ્યાજ નથી લેતા એઓ વિષે યહોવાહ દેવ શું કહે છે? ગીતશાસ્ત્રના ૧૫ મા અધ્યાયમાં કહે છે, કે 'હે યહોવાહ, તારા મંડપમાં કોણ નિવાસ કરશે? તારા પવિત્ર પર્વતમાં કોણ વસશે?' આના જવાબમાં ગીતકર્તા ઘણા જનોને વર્ણવે છે, તેમાં 'જે પોતાનાં નાણાં વ્યાજે મૂકતો નથી,' તેને પણ ગણાવે છે. 'જેણે વ્યાજે નાણાં આપ્યાં નહિ હોય, તેમ કંઇ વટાવ લીધો

નહિ હોય......તો તે નેક છે, તે નિશ્ચે જીવશે, એમ પ્રભુ યહોવાહ કહે છે' (હઝ. ૧૮; ૮, ૯). ખ્રીસ્તે વ્યાજ ન લેવા વિષે કંઇ સ્પષ્ટ કહ્યું નથી; કેમકે એ જમાનામાં નિયમશાસ્ત્રના કાયદાઓને બહુ બારીક રીતે તપાસીને ફરોશીઓ, શાસ્ત્રીઓ, યાજકો તથા અધિકારીઓ દૃઢ રીતે પાળતા અને પળાવતા. છતાં ખ્રીસ્તે પોતાના પહાડ પરના મનનીય ભાષણમાં એ કરતાંયે આગળ ધપીને કહેલું કે 'જે કોઇ તમારી પાસે માગે છે તેને તું આપ, ને તારી કને જે ઉછીનું લેવા ચાહે છે, તેનાથી મોં ન ફેરવ' (માત્થી ૫; ૪૨ તથા વાંચો માત્થી ૬; ૧૯, ૨૦). મારા મત તથા ધારવા મુજબ એ વખતે લોકો વ્યાજ લેતા નહિ, તેથી ગરજુઓને ઉછીનાં તરીકે નાણાં આપવા કેટલાક નહિ ઇચ્છતા હોય; તેથી ગરજુ માણસોને જોઈતાં નાણાં મળતાં નહિ હોય, તેથીજ ખ્રીસ્તને એ આજ્ઞા (માત્થી ૫; ૪૨) કહેવાની ફરજ પડી હશે. પાઉલ પ્રેરિત પણ એ બાબતને લગતાં વચનો તીમોથી પર પોતાના પત્રમાં લખે છે, કે 'આ સમયના ધનવાનોને તું આગ્રહપૂર્વક કહે કે, તેઓ અહંકાર ન કરે, અને દ્રવ્યની અસ્થિરતા પર નહિ, પણ જે દેવ આપણા ઉપયોગને સારૂ ઉદારતાથી સર્વ આપે છે તેના પર આશા રાખે; તેઓ ભલું કરે, ઉત્તમ કામોરૂપી સમૃદ્ધિ મેળવે, અને ઉદાર તથા પરોપકારી થાય; ભવિષ્યને માટે પોતાને વાસ્તે સારા પાયારૂપી પુંજીનો સંગ્રહ કરે, જેથી જે ખરેખરૂં જીવન છે તે જીવન તેઓ ધારણ કરે' (૧ તીમ. ૬; ૧૭–૧૯). ઉપરોકત બાબતોથી જણાય છે કે વ્યાજ નહિ લેનાર દેવની દૃષ્ટિમાં ન્યાયી તથા નિર્દોષ છે.

ત્યારે ખ્રીસ્તી માણસ કોની પાસેથી વ્યાજ લઇ શકે? 'પરદેશીને વ્યાજે આપવાની તને છુટ છે' (પુન. ૨૩; ૨૦), તથા ખ્રીસ્તે પેલા એક તાલંતવાળા માણસને કહેલું કે તેં તારૂં

નાણું શાહુકારને કેમ ન આપ્યું કે હું આવીને વ્યાજ સુદ્ધાં લેત? આ ઉપરથી જણાય છે, કે ખ્રીસ્તી માણસ અન્ય ધર્મીઓ તથા શાહુકાર પાસેથી વ્યાજ લે; પણ શાસ્ત્રાનુસાર ખ્રીસ્તી માણસ પાસેથી વ્યાજ લેવું એ ઘટિત નથી.

પ્રિય પાઠક! સમાજના સુખ ખાતર તને સહેજે દાઝ હોય, બાયબલ, ખ્રીસ્ત પ્રતિ તારે પ્રેમ હોય તો ખ્રીસ્તના શિક્ષણ મુજબ વ્યાજ નહિ લેતાં ગરીબ જાતી ભાઈઓની જરૂરીઆતના પ્રમાણમાં ઉછીનાં નાણાં આપવાં એ શાસ્ત્રાનુસાર હોઈ ઈચ્છવા જોગ છે. આમેન.

## પુષ્પ ૬ ઠું

## હજી અધુરા છીએ

થોડું બોલવું ને ઘણું કરવું એ ઉત્તમ. થોડી સેવા કરી મોટા રીપોર્ટો ને આંકડા બતાવવામાં હાનિ છે, કેમકે અતિષયોક્તિથી ભરપુર રીપોર્ટો બતાવવાથી ભવિષ્યની સમાજ તથા મંડળીને ભારે અપમાન તથા દુઃખ સહન કરવું પડે છે. માટે મોટો હેવાલ કરવો હોય તો વધુ સેવા બજાવીએ. આપણે સેવા સેવા બોલીએ છીએ પણ તે સેવા કરવામાં હજી અધુરા છીએ. ખાલી વિચારકો કરતાં હાલ કાર્યવાહકોની ખ્રીસ્તી સમાજને ઘણીજ જરૂર છે.

આપણે આપણી મંડળીઓને સ્વપોષિત કરવા માગીએ છીએ; ને તેને સ્વતંત્ર કરવા મથન કરીએ છીએ; એ ઉત્તમ તથા આવશ્યક છે. પણ પ્રથમ આપણે દરેકે ખ્રીસ્તી કારભારીપણાનો વિષય શિખવો તથા સમજવો; તથા દશાંશ અને દાનો દેવને વિશ્વાસુ રીતે અર્પણ કરવાં જોઈએ; કેમકે તેમાં આપણે અધુરા છીએ. સ્વપોષિત થવાને એ પણ એક રસ્તો છે.

ઉદ્યોગમાં આળસ વગરના થાઓ; કેમકે ઉદ્યોગીનો હાથ અધિકાર ચલાવશે. મંડળીને, સમાજને તથા દેશને નાણાં, કેળવણી તથા સેવાની જરૂર છે; પણ એ ઉદ્યોગ સિવાય સંભવિત નથી. આપણે અધમ છીએ, કેમકે આપણે ઉદ્યોગી નથી. આપણી અવનતિ છે, કેમકે આપણે ઉદ્યોગમાં અધુરા છીએ.

ખ્રીસ્તી સદ્ગુણો એ આપણું ભુષણ છે. એ સદ્ગુણો સિવાય આપણે જીવ વગરની કાયા જેવા છીએ. આપણામાં એ સદ્ગુણો કદાચ નહિ હોય છતાં બીજાની નિંદા, ચુગલી, અદેખાઇ, ખટપટ, ઈર્ષા ને વેર કરવું એ વ્યર્થ છે. આપણામાં ખ્રીસ્તી સદ્ગુણો હશે તો અંધકારમાં પણ આપણે ચળકી ઉઠીશું. આપણો કોઇ ભાવ—ધડો—તોલ કરતા નથી, કેમકે આપણે ખ્રીસ્તી સદ્ગુણોથી વંચિત છીએ.

જેઓ થોડામાં વિશ્વાસુ છે તેઓને ઘણા ઉપર ઠરાવવામાં આવશે. હજી સુધી તો આપણા હાથમાં નહિ જેવી સત્તા ને અધિકાર આવેલાં છે. છતાં પણ તેમાં પુલાઇ જઇ અયોગ્ય તથા અઘટિત કૃત્યો કરવાને પાછી પાની ન કરીએ તો કેમ જાણ્યું કે જે આપણી પાસે છે, તે લઇને બીજા જેની પાસે નથી કે છે તેને નહિ અપાય? કેમકે આપણે આપણી ફરજ બજાવવામાં હજી અધુરા છીએ.

પરોણા રાખવાનું ભુલો મા. પવિત્ર શાસ્ત્રના અનુયાયીઓમાંના કેટલાક પરોણા આવે તો ધુજે છે. પરોણાગત માટે હિન્દી ને વિશેષે કરીને ગુજરાતીઓ પ્રખ્યાત છે. છતાંયે આવું પરિણામ એ નિર્ધનતા તથા અજ્ઞાનતાને આભારી છે. પાર્થિવ દોલત નાશવંત છે ને આત્મિક દોલત અનંત છે; માટે તે સંઘરીએ. ઈબ્રાહીમે અજાણતાં દૂતોને પરોણા રાખ્યા હતા. કેમ જાણ્યું કે આપણે ત્યાં આવતા અજ્ઞાત પરોણામાં કોઇ મહાન

પુરુષ નહિ હોય! માટે 'કચકચ કર્યા વિના તમે એક બીજાને પરોણા રાખો' (૧ પીતર ૪; ૯).

કેળવણી એ ઉત્તમ હીરા કરતાંયે ઉત્તમોત્તમ છે. તો કેળવણી પ્રાપ્ત કરવા બનતી કોશિષ કરીએ, કેમકે અજ્ઞાનતાજ વિનાશનું મૂળ તથા પ્રથમ પગથીઉં છે. આપણે હજી જોઈએ તેવા સફળ થયા નથી, કેમકે આપણે કેળવણીમાં અધુરા છીએ.

## પુષ્પ ૭ મું

## કલમકટાક્ષ

'હું આજે ખ્રીસ્તી સમાજને જેવી જાણું છું તેવી પહેલાં જાણતો હોત તો ખ્રીસ્તી ન થાત; પણ જો આજે જેવો ખ્રીસ્તને જાણું છું તેવોજ જો પહેલાં જાણતો હોત તો જરા પણ ખ્રીસ્તી થવા ઢીલ કરત નહિ,' એવા ઉદ્ગારો એક અપરિચિત ગૃહસ્થના મુખમાંથી સરી પડતા મેં સાંભળ્યા હતા. એ પ્રસંગ, એ વાતચીતનું તાજું દૃશ્ય હજી પણ મારા હૃદયમાંથી ખસી શક્યું નથી. એ સાચા અને સાદા ઉદ્ગારોમાં ખ્રીસ્ત અને ખ્રીસ્તીઓનો ઠીક મુકાબલો કર્યો છે; ખ્રીસ્તીઓનું સત્ય દિગ્દર્શન કરાવેલું છે. એ કલંકને કાઢવા આપણે કંઈ સમજીશું કે આંખ આડા કાન કરીને બેસી રહીશું?

'દસ હિન્દુ સલાહસંપમાં ભેગા રહી શકે; પણ બે ખ્રીસ્તીઓ સંપમાં સાથે રહી શકે નહિ.' એ પણ એક અનુભવી ખ્રીસ્તીના ઉદ્ગારો છે. એ માન્યતા અને ખ્રીસ્તને કેવો સંબંધ? ખ્રીસ્તના અનુયાયીઓ માટે એ વાક્ય કલંકરૂપ છે. એ ઉચ્ચારકને આપ ધિક્કારશો, કેમકે 'સત્ય કહેનારને સગી મા મારે.' ત્યારે આપણે સંપ ને શાંતિ મેળવીશું કે અવનતિના પંથેજ પ્રયાણ કરીશું?

હાલનો ખ્રીસ્તી સમાજ તથા સુવાર્તિક સેવકો વિધર્મીઓ સમક્ષ પશ્ચિમના ઈસુને પ્રગટ કરવા કરતાં પૂર્વના તથા અનુભવના ઈસુને સત્ય સ્વરૂપમાં બતલાવે તો કયો હિન્દુ અથવા મુસલમાન તેનો તિરસ્કાર કરવાને હિંમત ધરી શકે ?

સુવાર્તિક સેવામાં યાહોમ કરી ઝંપલાનાર વ્યકિત બીજાને સુધારવા પ્રયત્ન આદરે તે પહેલાં પોતે શુદ્ધ ખ્રીસ્તની પ્રતિમા બને તો કેવું અજબ બદલાણ ખ્રીસ્તી સમાજમાં થઇ શકે !

સુવાર્તિક સેવા બજાવનાર વ્યકિતમાં થતી ભૂલો કે ગફલતો માટે દૂર ઉભા રહી ટીકા કરવા કરતાં ઉત્તમ ખ્રીસ્તી આદર્શ બતાવી તેમને તે તરફ દોરવામાં આવે તો સમાજ કેટલી શાંતિ તથા સુલેહમાં રહે !

બીજાઓની વિરૂદ્ધનાં સર્વોત્તમ ભાષણો, કે જેમાં બુદ્ધિને યાહોમ કરીને હોમવી પડે છે, તે કરતાં નીચ કોટીમાં લેખાતાં શાંતિનાં ભાષણો કેવાં સ્વાદિષ્ટ આત્મિક ખોરાક છે! પણ તેમ કરવામાં તો પોતાની વડાઇ ગુમ થાય તો ?

સત્ય ઉચ્ચારકો પ્રતિ નિંદાયુકત વાકયપ્રહાર કરવા કરતાં તેમની સોડમાં રહી સત્ય સંશોધન કરવામાં સુવાકય ઉચ્ચાર્યાં હોય તો શું તેમાં કંઇ આર્થિક સ્થિતિ નબળી પડે કે કંઇ લાંછનરૂપ અપકીર્તિ સંપાદન થાય ?

ખ્રીસ્તની સેવાર્થે બોધ કરનાર કેટલાક જનો કેટલીક વખત સમાજમાં કડવાસ તથા અદેખાઈનાં બી વાવે છે; ત્યારે તેઓશ્રીને બોધ યાદ આવતો હોય તો ?

મિશન કામદારોને ધિક્કારવા કરતાં પોતે સ્વતંત્ર રહી સર્વોત્તમ આદર્શ બતાવે, તો કેવા અજબ ફેરફાર થાય અને સમાજ ઉન્નત બને! પણ તેમ કરતાં તો આત્મસંયમ કરવો પડેને?

દરેક સુકાર્યમાં દરેક ભ્રાતૃભગિની પોતાનો યોગ્ય ફાળો આપે તો સમાજ પ્રગતિ પામે. પણ એમ કરવામાં તો આત્મભોગ આપી આત્મસંયમ કરવો પડેજ તો ?

ઉપરોક્ત વચનોથી ક્રોધે ભરાઇ વાક્યપ્રહાર કરવા કરતાં એમાંથી નીકળતો સાર ગ્રહણ કરીએ તો કેવું રૂડું !

## પુષ્પ ૮ મું

# કોણ ખ્રીસ્તી ?

ખ્રીસ્તી એટલે ખ્રીસ્તવાળો, જેનામાં ખ્રીસ્ત છે તે; અથવા જેનાં કૃત્યથી સાબિત થતું હોય કે તે ખ્રીસ્ત જેવો છે એવું હરકોઈ માણસ; પછી હોય સ્ત્રી વા પુરૂષ, બાળ વા વૃદ્ધ. 'બાપ્તિસ્મા કે જળસંસ્કાર પામેલો તે ખ્રીસ્તી ' એ વ્યાખ્યા કરતાં ઉપલી વ્યાખ્યા વધુ બંધબેસે છે. ત્યારે એમ સાબિત થાય છે કે જે માણસે બાપ્તિસ્મા કે જળસંસ્કાર લીધો હોય, છતાં જો તેનામાં ખ્રીસ્ત ન હોય તો તે ખ્રીસ્તી ન કહેવાય. 'ધોબીનો કુતરો નહિ ઘરનો કે ઘાટનો ' એવું એવા માણસ માટે ત્યારે થાય.

ખ્રીસ્તીનું મુખ્ય લક્ષણ ભક્તિ અને પ્રભુનું આજ્ઞાપાલન કરવું એ છે. નવા કરારમાં ખ્રીસ્તને ઠેરઠેર પ્રાર્થના કરતો (મા. ૧૪; ૨૩ : ૨૬; ૩૯. માર્ક ૧; ૩૫. લુક ૫; ૧૬ : ૬; ૧૨ વગેરે), શાસ્ત્ર વાંચતો ( લુક ૪; ૧૭), ને ભક્તિસેવામાં તલ્લીન રહેતો (લુક ૨; ૪૬) જોઇએ છીએ. ત્યારે જે ખ્રીસ્તી છે તે હંમેશાં ખાનગી તથા જાહેરમાં પ્રાર્થના, શાસ્ત્રવાંચન કરે છે; અને ભક્તિસેવામાં હાજર રહે છે. કેળવણીમાં આગળ ધપેલા માણસોમાંના કેટલાક ભક્તિસેવામાં હાજર રહેવા વિષે મતભેદ રાખતા હશે; એ મતભેદને તરછોડી ખ્રીસ્તી માણસનાં લક્ષણો

તપાસી તે પ્રમાણે જીવન ગુજારવાને પ્રયત્ન કરીએ એ દરેક ખ્રીસ્તીની ફરજ છે.

વળી ખ્રીસ્ત ઘણી વખત કહે છે, કે ઓ પ્રભુ, મારી મરજી મુજબ નહિ પણ તારી ઈચ્છાનુસાર થાઓ (માર્ક ૧૪; ૩૬). આપણે પ્રભુની મરજી જાણવા માટે સખ્ત પ્રાર્થના, શાસ્ત્રવાંચન અને મનન કરવું જોઈએ. આપણી ઈચ્છા કરતાં ઇશ્વરની ઇચ્છાનુસાર વર્તવું એ આપણું કર્તવ્ય છે.

સુવાર્તિક કાર્ય એ પણ ખ્રીસ્તીનું મુખ્ય લક્ષણ છે. ખ્રીસ્ત ઘણુંજ ભાષણો કરતો (માત્થી ૪; ૨૩: ૭; ૨૮: ૯; ૩૫: ૨૧; ૨૩. માર્ક ૧; ૩૮ વગેરે), ઘણાંને બાપ્તિસ્મા અપાવતો (યોહા. ૪; ૧, ૨: ૩; ૨૨), વળી લાંબી મુસાફરીઓ કરીને પણ તે કામ કરતો; તે એટલે સુધી કે તે ઘણોજ નિર્ગત થઇ જતો હતો (માર્ક ૬; ૩૧: ૧૧; ૧૨. યોહા. ૪; ૬). ઘણા માણસો એમ સમજે છે કે સુવાર્તિક કાર્ય કરવું એ તો ફક્ત કામદારોનુંજ કામ છે, પણ દરેક ખ્રીસ્તી માણસ ખ્રીસ્ત વાસ્તે તન, મન ને ધનથી સુવાર્તિક કાર્ય કરવા ખ્રીસ્ત સાથે બંધાએલો છે.

જગતથી અલગાપણું એ ખ્રીસ્તીનાં ખાસ લક્ષણોમાં મુખ્ય હોઇ શકે. ખ્રીસ્તી હોવા છતાં જુના પરધર્મી રીતરિવાજો સાથે સંબંધ રાખવો એ કનિષ્ટ મનુષ્યની ઓળખાણ છે. હાલમાં ઘણા ગ્રામ્ય ખ્રીસ્તીઓ કુંભકર્ણની નિદ્રામાંથી જાગૃત થયા છે; તે જાણી કોણ નહિ હરખાય અને એવા સારા ગ્રામ્ય ખ્રીસ્તીઓ સંપાદન કરવા કોણ પ્રયાસ નહિ કરે? ઘણી વખત સગાંસ્નેહીઓના સ્નેહે તણાઇ ન રખાય એવો સંબંધ પરધર્મીઓ સાથે થાય છે તેનો બાઈબલ નિષેધ કરે છે (૨ કર. ૬; ૧૪).

વળી મનની સર્વ પ્રકારની ભુંડાઈ તે પણ જગિક વાનાં છે. તેનો પણ ધિક્કાર કરી ત્યાગ કરવો. જગિક ધનદોલત તથા

વૈભવમાંજ જીવન ગુજારવા કરતાં ખ્રીસ્તના કહ્યા મુજબ કરવું એ જીવનનો સાર છે (વાંચો લુક ૧૪; ૨૬, ૩૩).

ખ્રીસ્તીનું જીવન પ્રેમ, ક્ષમા તથા સેવાથી ભરપુર હતું. હરેક ખ્રીસ્તી નામધારીએ પ્રેમમય જીવન ગુજારવું જોઈએ. તે કદી કોઈની ચાડી, અદેખાઈ, ઈર્ષા કે નિંદા કરતો નથી, દરેક માણસને પોતાનો ભાઈ—સાથીદાર ગણે છે. 'હું મોટો, તું નાનો' એ ભાવનાને ખ્રીસ્તી જીવનમાં સ્થાન નથી. જેવી પોતા પર તેવીજ દુનિયામાં વિહરતાં સર્વ મનુષ્યો પર પ્રીતિ કરવી તે ખ્રીસ્તી આદર્શ છે. **હિન્દુ ચોટલીથી અને મુસલમાન દાઢીથી ઓળખાઇ આવે છે; તેજ પ્રમાણે ખરો ખ્રીસ્તી પ્રેમ, ક્ષમા તથા સેવામય જીવનથી ઓળખાઇ આવે છે. પ્રેમ તેનો રસ્તા, ક્ષમા તેનો સિદ્ધાંત અને સેવા તેનો જીવનમંત્ર છે.**

ખ્રીસ્તીનાં ઘણાં લક્ષણો હોઈ શકે, તેમાં ઉપરોક્ત લક્ષણોનો પણ સમાવેશ થઈ શકે. એ લક્ષણોવાળા ખ્રીસ્તીઓની ગુજરાત અભિલાષા રાખે છે. આપણા વિચાર, વાણી તથા વર્તનથી આપણે ખ્રીસ્તી તરીકે ઓળખાઈએ તોજ ખ્રીસ્તી; નહિ તો ખ્રીસ્તવિરોધી. આમેન.

## પુષ્પ ૯મું

## જીવને બોધ—વચનામૃત

નિર્માલ્ય પત્થરોમાં હીરાઓ નીકળે છે. માટે, હે મનુષ્ય! તું કોઇને તુચ્છ કે અધમ ન લેખ, કેમકે તેઓમાં કોઈ કીમતી હીરો છુપાયો હશે.

મધ્યાન્હે તાપથી ત્રાસ આપતો સૂર્ય પણ અસ્ત પામે છે, ને અંધારી રાતે તેનું કંઈ ચિહ્ન જણાતું નથી. માટે હે મનુષ્ય! અભિમાન ન કરીશ; કેમકે જરૂર વખત આવ્યે તારા પણ એજ હાલ થવાના.

માછલી ગળ ગળ્યા પછી, ભ્રમર કમળમાં બીડાયા પછી ને પતંગીઉં દીપકમાં ઝંપલાવ્યા પછી પસ્તાય છે ને નાશ પામે છે. માટે હે મનુષ્ય! જે કંઇ તું કરે તે વિચારીને કર; રખેને પાછળથી પસ્તાવું પડે.

કાગડો 'કા કા' બોલે છે, ને કોયલ 'કોણ એ' બોલે છે; છતાં લોકો કાગડાને ધિક્કારે છે ને કોયલને ચાહે છે. માટે હે મનુષ્ય! ખુશામત ને કડવી બોલી એ બન્નેનો ત્યાગ કરી સત્ય ને મધુરૂં બોલ; જેથી લોકપ્રિય થઈ શકાય.

બગલો ધોળો ને શાણો ભાસે છે; પણ વખત આવ્યે મેડક તથા માછલીને જીવતી આખી ગળે છે. માટે હે મનુષ્ય! કોઈના દેખાવ ઉપરથી તેની કિંમત ન આંક, પણ કર્તવ્ય ને ગુણો તપાસી કદર બુઝ.

હવા, પાણી તથા મીઠું વગેરે અતિ ઉપયોગી ચીજો મફત કે નજીવી કિંમતે મળે છે. માટે હે મનુષ્ય! ઓછા વેતનવાળા મનુષ્યો પ્રતિ માનની દૃષ્ટિથી જો, કેમકે તેઓ અતિ ઉપયોગી છે.

ઉંચેથી પડતી વસ્તુ હમેશાં વિશેષ કચરાય છે ને નિર્માલ્ય બને છે. માટે હે મનુષ્ય! થોડામાં સંતોષ માની લોભનો ત્યાગ કર; કેમકે 'લોભે લક્ષણ જાય.'

પોપટ મનુષ્ય જેવું બોલે છે પણ મનુષ્ય થઇ શકતો નથી. માટે હે મનુષ્ય! સંતપુરૂષ જેવું બોલ્યાથી સંતપુરૂષ થઈ શકાતું નથી; પણ તેના જેવું કર્યાથી સંતપુરૂષોમાં ગણના થાય છે.

આમ્રફળ મેળવવા માટે પ્રથમ આમ્રવૃક્ષને પોષવું પડે છે. માટે હે મનુષ્ય! તારે કોઈની પાસેથી કંઈ મેળવવાની ઈચ્છા હોય તો પ્રથમ તેને પોષ, પછી આપોઆપ તને પ્રતિફળ મળશે.

હમેશાં મક્કમ વિચારના રહેવું. વારંવાર વિચાર બદલવાથી ફજેતી અને પૈસાની ખુવારી થઈ અપમાન વહોરી લેવું પડે છે.

વખતની કિંમત સમજો, નહિ તો કિંમત આપણને ખબર પાડશે કે વખત શું છે?

આગળનો વિચાર કરો; નહિ તો આગળ આપણને વિચારવું પડશે.

જેમ બને તેમ જલદી કાર્ય પુરૂં કરો; નહિ તો જલદી કરવાને ફરજ પડશે.

પહેલું દુઃખ પછી સુખ. હજારો નિરાશા પછી અમર આશા. માટે દુઃખથી બીવું નહિ. દુઃખ એ સુખનું પ્રથમ પગથીઉં છે.

હમેશાં દરેક સ્થળે વિચારીને બોલો; નહિતો હમેશાં દરેક સ્થળે રઝળવું પડશે.

કોઇની અદેખાઈ કરવી નહિ, જેથી બીજાઓ પણ આપણી અદેખાઈ નહિ કરે. અદેખાઇ એ વેરનું પ્રથમ પગથીઉં અને અવનતિનો આરંભ છે.

પવિત્રપણે રહેવું એજ શુદ્ધ અને સુખકર જીવન છે.

બીજાઓની સેવા કરવામાંજ માન, મહિમા અને આબરૂ છે, અને તેમ કરવામાં જરાએ મોટાઇ ન મારવી એ ખરી કેળવણી છે.

કોઈની નિંદા કે અદેખાઇ કરવી નહિ એ સુજનની ફરજ છે.

નિર્દોષ જીવન ગુજારનારજ મહાન ઉપદેશક છે.

કહેવા કરતાં કરી બતાવવામાંજ ખરી મરદાઈ છે.

બીજાઓનું ભલું થતું જોઈ હરખાનાર જનસમાજનું ભુષણ છે.

કઠોર અને પરીક્ષણના વખતમાં પસાર થનાર જનજ મહાન નર તરીકે કીર્તિ સંપાદન કરે છે.

બીજાઓના સુખ ખાતર દુઃખ વેઠવું એજ જીવનનું રહસ્ય છે. અધિકારીઓને આધીન રહેવું એ વિદ્યા સંપાદન કરનાર મનુષ્યનું પ્રથમ કર્ત્તવ્ય છે.

બીજાઓની વ્યર્થ ટીકા કરવા કરતાં તેઓના જીવનમાંનો શ્રેષ્ઠ ગુણ સંપાદન કરનાર જન બુદ્ધિશાળી છે.

નિર્દોષ જનને બનાવવો તે તેના ઉત્પન્નકર્તા—પ્રભુ—ને બનાવવા મશ્કરી કરવા બરાબર છે.

દરેક બનાવમાંથી સત્ય સાર ગ્રહણ કરવો એજ ખરૂં ડહાપણ છે.

## પુષ્પ ૧૦ મું

# ગુર્જર ખ્રીસ્તીને વિનંતી

**ગુર્જર ખ્રીસ્તી, વિચાર કે**—બીજાઓના અધમ અનુકરણથી, બીજાઓના ઉપર આધાર રાખવાથી અને અધમ નિર્બળતાથી સત્ય સુખ—સ્વાતંત્ર્ય—ને શું તું કોઇ કાળે પણ મેળવી શકીશ?

**ગુર્જર ખ્રીસ્તી, ભૂલી જતો નહિ કે**—તારૂં લગ્ન, દ્રવ્ય અને જીવન, અરે! તારૂં સર્વસ્વ તારા એકલાનેજ સુખને ખાતર નથી, પણ તે સર્વ સમાજ સેવામાં હોમવા માટે છે.

**ગુર્જર ખ્રીસ્તી, ગર્વથી બોલ કે**—પ્રત્યેક ગુર્જર ખ્રીસ્તી—ભીખારી, અજ્ઞાની અને નિરાધાર બાળક—પણ મારો

ભાઇ છે, મારા પ્રાણ સમાન છે, અને તેમના ભલામાંજ મારો ઉદ્ધાર છે.

**ગુર્જર ખ્રીસ્તી, પ્રાર્થના કર કે**—ઓ જગન્નિયંતા ઈશ્વર, પ્રિય જીવનદાતા ખ્રીસ્ત, મને ગુર્જર ખ્રીસ્તીઓનો સાચો ને બહાદુર સેવક બનાવ, એ માટે કે તારી ઈચ્છા પૃથ્વી પર સંપૂર્ણ થાય. આમેન.

## ઇસુ કહે છે કે :—

'...માગો, તો તમને આપવામાં આવશે; શોધો, તો તમને જડશે; ઠોકો તો તમારે સારૂ ઉઘાડવામાં આવશે.'

× × × ×

'અને તમે સત્યને જાણશો, અને સત્ય તમને મુકત કરશે.'

**સમાપ્ત**